શેઠ આનંદીલાલ પોદાર વિદ્યાલયના લાભાર્થે

સાન્ટાક્રુઝ સ્ત્રી સમાજ અને ફ્રેન્ડસ સર્કલ તરફથી

# સંગીત અને નાટ્ય પ્રયોગનો

# જલસો.

સ્થળ: રૉયલ ઑપેરા હાઉસ.

મંગળવાર તા૦ ૩૦ મી એપ્રિલ ૧૯૨૯ (સાંજના ૬.)

## કાર્યક્રમ.

કિંમત ચાર આના.

છપાવી પ્રસિદ્ધ કરનાર:

ઉર્મિલા મહેતા,

સરોજિની મહેતા,

મંત્રીઓ: સાન્ટાક્રુઝ સ્ત્રી સમાજ.

કપિલા ખાંડવાળા,

મંત્રી: ફ્રેન્ડસ સર્કલ.



## કાર્યક્રમ.

૧ સરસ્વતી સ્તવન.
૨ પ્રેમનું મોતી.
૩ દાણલીલા.
૪ સંગીત
(સૌ. લીલાવતી દેસાઈ)
૫ નૂરજહાન
૬ ભાષણ
૭ ગરબા.

વિશ્રાંતિ

૮ મૂક અભિનય
૯ ઓરકેસ્ટ્રા.
૧૦ મજુરોના નેતા
૧૧ ગરબા
૧૨ રાસલીલા



## સરસ્વતી સ્તવન.

(૧)

સુખદાયિની (૨) સરસ્વતી માતા તું
સુખદાયિની સરસ્વતી તું, પંડિત જનની પુણ્ય ગતિ તું
આપ અમોને આશિષ બ્રહ્મસુતા તું રે—સરસ્વતી૦
મયૂર વાહિની પ્રણત પાલિની, સુરતરૂપિણી સ્વર્ગ માલિની
જ્વાલા મુખી જગ જનની, ભક્તરતા તું રે—સરસ્વતી૦
પારસમણિ તું પાવન કરજે, દાસ જનો આવ્યા સંઘરજે
દીન દયાળી દેવી, દિવ્ય સુધા તું રે—સરસ્વતી૦

——:૦:——

## પ્રેમનું મોતી.

(૨)

ઉદ્‌ભાવિત : ચન્દ્રવદન મહેતા.

જશોદા :

| | | |
|---|---|---|
| સુદામા : | કૃષ્ણ | ઋષિ |
| | | ચન્દ્રાવલી |
| બલરામ : | રાધા | લલિતા |

——:*:——

# દાણલીલા.

## ( ૩ )

હાંરે દાણ માંગે રે દાણ માંગે,
હાંરે તારી મીઠડીના બોલ બાણ વાગેરે—દાણ.
,, કા'ન કીયા મુલકનો સુબો,
,, કા'ન મારગ વચ્ચે ઉભો—દાણ.
,, કા'ન કીયા મુલકનો રસિયો,
,, મારા મારગ વચ્ચે વસીયો—દાણ.
,, કા'ન કીયા મુલકનો દાણી,
,, મારી નવરંગી ચુંદડી તાણી—દાણ.
,, કા'ન કીયા મુલકનો મહેતા,
,, કા'ન મારગ વચ્ચે રહેતો—દાણ.
,, કા'ન જલ જમનાને આરે,
,, એમાં કોણ જીતે ને કોણ હારે—દાણ.
,, કા'ન નથી સાકર નથી મેવા,
,, ખાટી છાસમાં શું આવ્યો લેવા—દાણ.

——(૦)——

હાંરે રસિયા મુને જાવા દીજે.
હાંરે તારૂં દાણ થાય તે લીજે રે—રસિયા.
હાંરે હું તો ગોકુળની વ્રજનારી,
,, હું તો મહી વેચવાને ચાલી,
,, મારગથી અળગા રીજે રે—રસિયા.

,, મારી સંગની સાહેલીઓ ચાલી,
,, મને રોકી રહ્યા વનમાળી,
,, ક્યો ખાટાં ગોરસ પીજે રે—રસિયા—
,, મારે માથે મહીની મટકી,
,, શીદ ગોરસ નાખો પટકી,
,, મારી ચુંદડી નવરંગ ભીંજે રે—રસિયા.

——:(*):——

## સંગીત.

(૪)

ઉગે છે પ્રભાત આજ ધીમે ધીમે;
ઉગે છે ઉષાનું રાજ્ય ધીમે ધીમે;
ઉગે છે પ્રભાત આજ ધીમે ધીમે;

રજનીની ચુંદડીના
છેડાના હીરલા શા
ડૂબે છે તારલા આજ ધીમે ધીમે;
ઉગે છે પ્રભાત આજ ધીમે ધીમે.

પરમ પ્રકાશ ખીલે,
અરૂણના અંગ ઝીલે;
જાગે પ્રભુ વિશ્વમાં આજ ધીમે ધીમે;
જાગે પ્રભુ જીવમાં આજ ધીમે ધીમે;
ઉગે છે પ્રભાત આજ ધીમે ધીમે,

ન્હાનાલાલ દ. કવિ.

——:•:——

## નૂરજહાન.

( ૫ )

(સ્વ. નલિનકાંત નરસિંહરાવ દીવટીયા કૃત 'નૂરજહાન'માંથી કેટલાક ફેરફાર સાથે.)

| | |
|---|---|
| સલીમ (જહાંગીર) | જોધબાઈ. |
| મહેર-ઉન-નિસા (નૂરજહાન.) | બેગમ ગયાસ. |
| મેરી | વિગેરે. |

——(૦)——

( ૬ )

સાન્ટાક્રુઝ સ્ત્રીસમાજ અને ફ્રેન્ડસ સર્કલના મંત્રીઓનું નિવેદન, આભાર દર્શન અને પ્રમુખ શ્રીમતી સૌ. તારાબ્હેન માણેકલાલ પ્રેમચંદનું ભાષણ.

——(૦)——

## ગરબો.

( ૭ )

ગરબો રમવાને ગોરી નીસર્યાં રે લોલ.
રાધિકા રંગીલી અભિરામ, વ્રજવાસિની રે લોલ.
તાળી દેતાં વાગે ઝાંઝર ઝુમખાં રે લોલ.
સંગમાં સાહેલી બીજી છે ઘણી રે લોલ.
મળ્યાં સર્વ ધરી શણગાર વ્રજવાસિની રે લોલ--તાળી દેતાં૦
લોલ કહેતાં અરૂણ અધર ઓપતા રે લોલ.
લટકે નમી મેળવે સહુ માન, વ્રજવાસિની રે લોલ-તાળી દેતાં૦

શોભા બની એ વૃંદાવનમાં રે લોલ.
તાલ સ્વરે મળી કરે ગાન, વ્રજવાસિની રે લોલ-તાળી દેતાં૦
ગરબો જોવાને ગિરધર આવીયારે લોલ,
દાસ દયો ગાઈ થયો ન્યાલ, વ્રજવાસિની રે લોલ-તાળી દેતાં૦

દયારામ.

——(૦)——

## — વિશ્રાંતિ —

મૂક અભિનય.

( ૮ )

ગૌતમ બુદ્ધનો ત્યાગ.

ગૌતમ.

યશોધરા.

રાહુલ.

શિષ્યો વિગેરે.

——(૦)——

## ઓરકેસ્ટ્રા.

( ૯ )

# મજુરોનો નેતા.

(૧૦)

( "'હીયરને પંથે અને બીજી વાતો"માંથી શ્રી 'વૈશ્વાનલ'ની 'રમકડાં' નામની વાર્તા ઉપરથી કેટલાક ફેરફાર સાથે )

| | |
|---|---|
| અનુપ કુમાર. | ડા. રમણ પ્રસાદ |
| વિનયવતી. | ડા. બીવરલી. |
| ઉમા. | મજુરો. |

——(:૦:)——

## ગરબો.

(૧૧)

આજ આનન્દ જળ ઝીલણી રે, સહિયર ! આવો એ જળ ઝીલવા.
ઉછળે અનંત રસરેલ રે, સહિયર ! આવો.
સાજે સોહાગ સરિત સુન્દરી રે, સહિયર આવો.
ઉરમાં ન એક અલબેલ રે; સહિયર આવો.
ચન્દાને ચોક ચડી ચાંદની રે; સહિયર આવો.
આશા ભરી ઉભરાય રે; સહિયર આવો.
પ્રીતિને પૂર જગત ઝીલણી રે; સહિયર આવો.
સેરે સેરે નવા નીર રે; સહિયર આવો.
હૈયે તરંગ રૂડા હિંચતા રે; સહિયર આવો.
તેજે ભર્યાં એનાં તીર રે; સહિયર આવો.
અમૃતના ઓઘભરી આંખડી રે; સહિયર આવો.
મુખડે મીઠાશ નહિ માય રે; સહિયર આવો.
એવો પ્રભુજીના પ્રેમનો રે; સહિયર આવો.

સાગર શો છલકાય રે; સહિયર આવો.
હરની રચાવી રૂડી અંજલિ રે; સહિયર આવો.
ઝીલો ઝરણ વહ્યાં જાય રે; સહિયર આવો.

દા. ખુ. બોટાદકર.

---(०)---

## રાસલીલા.

(૧૨)

હરિ વેણ વાય છે રે હો વનમાં.
તેનો વ્રેહ વધ્યો મારા તનમાં;
ચિત્તડામાં ચટપટી રે હો લાગી.
જીવણ જોવાને હું જાગી,
રસિયાજીને રે હો રાગે,
વ્યાકુળ કીધા છે વૈરાગે,
ગતમત ભૂલી રે હો ગૃહની,
વનમાં વાંસળી વાગી વ્રેહની.
સેંથે કાજળ રે હો સાર્યાં,
વ્રેહમાં બાળકને રે વિસાર્યાં,
ધીરજ ટળિયાં રે હો ધ્યાને,
કંકણ નેપુર પેહર્યાં કાને,
પ્રીતે પરવશ રે હો કીધાં,
લજ્જા લોપી મન હરી લીધાં,
વાલમ બોલ્યા રે હો વનમાં,
મુળદાસ મહાસુખ પામ્યા મનમાં,
હરિ વેણ વાય છે રે હો વનમાં.

---(०)---

૮ ૭૪૮૦૦

# અવેજી કારભારી.

(૧૩)

(લેખક :-સ્વ સર રમણભાઇ નીલકંઠ)

વેલશી ચિનય્યારાવ.

— ઉકો —

તલકચંદ પોલિટીકલ એજંટ.

